# ભાગીરથીનું ભોપાળું

(યાને) 

કુસંગનું કડુ પરિણામ.

રચનાર

કેવળરામ દયારામ. "રાવળ"

બાવળાનિવાશી.

અમદાવાદ

માણેકચોક આગળ કાગદીઓળની સામે

શા૦ હીરાભાઈ પુંજાસાના મકાનમાં

"અમદાવાદ ટાઇમ્સ પ્રેસ"માં

કાળીદાસ સાકળચંદે છાપ્યું.

સને ૧૮૮૫ સંવત ૧૯૪૧

કીમત ૨૦—૬—૦

# પ્રસ્તાવના.

આધુનિક સમયની ગુર્જર નિવાસી આર્ય પ્રજામાં કેટલાક કુરિવાજનો અતિશય પ્રચાર અને કુસંગથી થતા કરૂણાજનક અને ત્રાસદાયક પરિણામ કોઇ સમજુ સદ્ગ્રહસ્થથી અજાણ્યા નહીંજ હોય. આમાંના કેટલાકનો ચિતાર આપવાની મારા મનમાં ઘણા દિવસથી ઉત્કં-ઠા હતી- તેવામાં એક લઘુ પુસ્તકમાં- સમાપ્ત તેટલી બી-ના મારી નજરે પડવાથી આ પુસ્તક લખવાનો પ્રસંગ મળી આવ્યો- આની અંદર આ સમયના દુરાચરણી પાખંડી ધર્મ ગુરૂઓ પ્રપંચની જાળ નાખી કેવાં ઘોર કર્મો કરેછે, અને તેમના છળની દિપેતી દીપ જ્યોતિમાં નિરપરાધિ જીવ કેવી રીતે પતંગીયાં થઇ પડેછે, તેની યોગ્ય છાયા આવેલીછે આ લઘુ પુસ્તક ગદ્ય પદ્યાત્મક ગાથા રૂપે છે અને આનુ નામ નાયકાના નામ ઉપર રાખ્યું છે.

---

+ મારી નોકરીથી ફાજલ પડતા જુજ વખતમાં લખવાથી આ પુસ્તકને બહાર પડતાં કેટલીક વાર થઇછે.

# શ્લોક.

शूर्प त्यजन्ते दोषान्, गुणान गृह्णन्ति पण्डिता,
दोष ग्राही गुण त्यागी चालनी वतुदुर्जनः ॥

અર્થ.—પંડિતો સુપડાની પેઠે દોષ તજે છે. ને ગુણનું ગ્રહણ કરે છે દુર્જન ચાલણીની પેઠે દોષ લે છે [ને] ગુણનો ત્યાગ કરે છે.

એજ પ્રમાણે આ પુસ્તક લખી સજ્જનોની સેવામા મુકતાં મેં જે ચુક કરી હોય, તે સુધારી વાંચવાને મારી સર્વને નમ્ર વિનંતી છે.

ગ્રંથકર્ત્તા.

# ગ્રંથાર્પણ.

પરમ પ્રીય મીત્ર જેસંગભાઇ ત્રીકમદાસ કવિ.
(સ્વદેશ હિત બોધકના એડીટર સાહેબ.)

## હરિગીત છંદ.

સ્વગ્રામવાસિ સ્નેહી મારા દેશની સેવા કરો,
વિધવા તણા રહિ વકિલ તેનાં દુઃખડાં નિશદિનહરો;
સાથી સુધરાના બની કોડે કુધારા કાપવા,
પોતે પ્રયત્ન કરો ઘણા મંડળિ સુધારક સ્થાપવા.
સદ્ ભાવથી સ્વ ગ્રામમાં શુભ કર સભા સ્થાપન કરી,
અતિશય પ્રયત્નો આદર્યા ઉત્સાહ ખુબ દિલમાં ધરી;
વળિ સ્નેહ ઝાઝો દાખવો છો આપ મારા ઉપરે,
યાદી હૃદયમાં રાખો આ અર્પણ કરૂં મનથી ખરે.

ૐ ૐ
આપનો અભિન્ન મીત્ર,
જે. દ. રા.

# सुचना

ગુર્જરવાસી ગુણીયલ ગ્રહસ્થો? આપને આ પુસ્તક પહોંચે કે દીન. દસની અંદર દર પુસ્તકે પાંચ આના પ્રમાણે ટીકીટ, મનીયોર્ડર, કે પોષ્ટલ નોટથી તેનાં નાણાં મોકલી આપશો. દર રૂપીઆ એકની ટીકીટે અ ર્ધા આનાની ટીકીટ જાદે મોકલવી. તે સાથે યાદ રાખ વું કે મને પહોંચતાં સુધી તે નાણાંનો જોખમદાર મો કલનાર ધણી છે. નાણાં પહોંચેથી તુરત આપને કાર્ડ લ ખી પહોંચ આપવામાં આવશે. પોણાપાંચ આના લે ખે મોકલનારને પહોંચ મળશે નહીં. દસ 'દિવસની અં દર જેઓ સાહેબનાં નાણાં નહીં આવે, તેઓની પાસે થી છ આના લેવામાં આવશે.

.(નાણાં નીચેને શીરનામે મોકલવાં)

અમદાવાદ
તાસપર તાડનીશેરી. } માસ્તર. કુંવળરામ વિ. દયારામ

# ભાગીરથીનું ભોપાળુ.

—❧—

કચ્છના રણ પાસે ને ઝાલાવાડની ઉત્તરે ઈ૦ સ૦ ૬૯૬ માં પંચાસર કરીને એક સોહામણું શેહેર હતું, કે જ્યાં ગુર્જરાષ્ટ્રની અસલ રાજધાની વલ્લભીપુરથી આમ્રસુરી ને બીજા કેટલાક વિદ્વાનો નાસેડુ સ્થિતામાં આવીને વસ્યા હતા. એ પંચાસરમાં સમુદ્ર પુત્રી એટલે લક્ષ્મીનો નિરંતર વાસ હતો. ને તે ઈંદ્રપુરી જેવું સોભતું હતું ત્યાંના વસનારને સ્વર્ગમાં જવાની ઈચ્છા નહોતી કારણ કે સ્વર્ગપુરીથી એ શેહેર ઉતરતું નહોતું ત્યાં ચાવડો રાજા રાજ કરતો હતો. તે બધી સુભટ જાતમાં અગ્રેસર હતો. કે જેણે પોતાના અદ્ભુત કાવ્યના જયનો શિખર ઉભો કર્યો હતો, તેથી તેને કવિઓ જયશિખરી કહેતા. એને પટરાણી રૂપસુંદરી નામે હતી, કે જેની જોડ શોધવા બેસીએ તો આ અવનિમાં તો મળે જ નહીં. પણ પરલોકમાં એકાદ કયાંઈ મળે તો કોણ

જાણું? રાણીનો ભાઇ સુરપાળ હતો. તે ડાહ્યો શૂરો
તથા તેની સેનાનો સેનાપતિ હતો. શૂરપાળને જયશિ
ખરી તેને બેગા મળે તો ઈંદ્રને પણ ઈંદ્રાસનપરથી ઉઠા
ડી મૂકે પરંતુ તેમને તેની ગરજ ઓછીજ હતી. કેમકે
ગુજરાત આખી પૃથ્વીનું તત્વ હતું. મતલબ કે સ્વર્ગપુ
રીથી ગુર્જરરાષ્ટ્રપુરી ઉતરે તેમ નહોતી. એ વખતે રૈયત
સુખીને આબાદ હતી. તેમજ જયશિખર પણ મોજ મ
જામાં ન પડતાં રૈયતની આબાદી પર પુરતું ધ્યાન આ
પતો. કોઇ પ્રસંગે નગર ચરચા પણ જોવા નીકળતો. ઘ
ણું કરીને સઘળી પ્રજામાં જૈનધર્મ વધારે પસરેલો હતો.
તેથી શેહેરમાં અપાશરાને જૈન ધર્મનાં દેવળ વિશેષ હ
તાં. તેમાં કેટલાક ગોરજીઓ જૈનધર્મની કથા વારતા
રોજ કરતા હતા. સઘળા કરતાં મોટો અપાશરો શેહેર
થી પૂર્વ દીશામાં હતો. તેમાં જ્ઞાનવિજય નામે ગોરજી અ
ધ્યક્ષ હતો. તે વિદ્વાન નિર્લોભીને કથા કહેવામાં એક્કો
ગણાતો. તેથી ત્યાં કથા શ્રવણ કરવા મોટા મોટા સદ્ગૃહ
સ્થો પણ પુસ્કળ આવતા. કથા ત્રીજા પોહોર પછી સરુ
કરતા ને તે પેહેલાંના વખતમાં પોતાનો શિષ્ય જે સં

પટ વિજય નામે હતો, તેને અભ્યાસ કરાવતા હતા.

રાજાનો મુખ્ય પ્રધાન ગુણવંતશા નામે શ્રાવક વાણિઓ હતો. તે પ્રધાનમાં પણ નામ પ્રમાણેજ ગુણ હતા. તેને એક પ્રવીણ ગૌરી નામે પુત્રી હતી. તે સિવાય બીજાં કાંઈ સંતાન નહોતાં- એ પ્રવીણ ગૌરીની વય ૧૩ વર્ષની થઈ ત્યારે તેને પરણાવવાનો વિચાર કર્યો. પણ પોતાની સ્થીતિનો ને કુળવાન વર ન મળવાથી તેને એક ગરીબ પણ ઊંચ કુળના વરસાથે પરણાવી, ને તેને ઘર જમાઈ રાખ્યો.

આ વખતે રાજાનો ખાનગી કામદાર (પ્રાઈવેટ સેક્રેટરી) રૂપચંદશા નામે હતો. તેને પણ સંતાનમાં "**ભાગીરથી**" નામે એકજ પુત્રી હતી. તેનો વિવાહ શેહેરના એક સગ્રહસ્થને ત્યાં કરયો હતો. પરંતુ દૈવ યોગે તે વર સેપડના ઝપાટામાં આવવાથી મરણ પામ્યો. તેથી તે બાઈ તો બિચારી ૧૬ મું વર્ષ બેસતાંજ વિધવા થઈ. તેથી લોકો કેહેવા લાગ્યા કે આતો નામ પ્રમાણેજ થયું. * ભાગીરથી નાની વયમાં વિધવા થવાથી

---

* ભાગી: =ફુટી + રતી=નશીબ–ફુટેલા નશીબની (કેટલાક ભાગીરતી કહેતા.)

તેના પોતા ઘણું ખેદ પામ્યા. તેમજ તેમની સ્ત્રી કસ્તુ
રગવરીએ પોતાની નાની પુત્રીને બાલ્યાવસ્થામાં પરણા
વી લાહાવો લીધો હતો. તે આ સમયેસાખો હેઠો વા
ળી રંડાપાનો લાહવો લેવા બેઠાં. દેશી બાઇઓ!! બા
ળલગ્ન કરવાથી આવાં અનેક ભયંકર પરિણામ નીપ
જે છે, પણ તેજ્યો તેનો ત્યાગ કરતા!!!

હવે ઉપર કહેલા જ્ઞાનવિજય ગોરજીની કથાનો
મહિમા દીનપ્રતિદીન વૃદ્ધી પામવા લાગ્યો. તેથી શ્રોતા
ઓ વધતા ગયા. એક દિવસે ભાગીરથીની મા તથા
તેની ફોઇ વગેરે કથા શ્રવણ કરવા ગયાં તેની સાથે
ભાગીરથી પણ ગઇ. કથા ઘણી બોધક હોવાથી તેઓનું
મન તે તરફ વધારે ગળ્યું. ને રોજ જવા લાગ્યાં.
એમ કરતાં કરતાં તેની ફોઇ તથા તેની માતો કોઇ
વખતેજ જાય, પણ ભાગીરથીને કથાનો ચોસ ઘણો લા
ગ્યો, તેથી તથા બીજાઓની દેખાદેખી હમેશાં જતા.
આ વખતે જ્ઞાનવિજયની ઉમર (૩૨) વર્ષની ને ભાગી
રથીની વય ભર જુવાનીમાં એટલે (૨૦) વર્ષની હતી.
તે બાઇ ખાતે પીતે સુખી હોઇ સઘળી તરફથી નચિં

ત હતી. તેથી તેના શરીરમાં કામાગ્નિની દિનપ્રતિ દિન વધતો ગયો. વળી તે વિધવા છતાં તેને કોઈ અજાણ્યું માણસ વિધવા ધારે તેમ નહોતું. કારણ કે માથે વાળ તથા હાથે સોનાની ચુડી રાખતી, તેમજ કપડાં પણ રંગ બેરંગી મનને પુછીને પેહેરતી તેથી સધવા સમાન દિસતી હતી.

માનવિજયજી પણ શરીરે જોર, પુષ્ટીવાન, ને વાક ચાતુરીવાળા હતા, તેથી આ કામ પીડિત યુવાનવિધવાનું મન તે ગોરજીપર વિહ્વળ થયું. પરંતુ કથા વખત ઘણી સ્ત્રીઓના સમુહમાં હોવાથી ગોરજી સાથે તેનાથી કાંઈ પણ બોલી શકાતું નહીં. તો પછી મનેચ્છા તો પુર્ણ ક્યાંથીજ થાય.

આવી રીત શેહેરમાં જૈન ધર્મ પ્રસરેલો હતો; પરંતુ મહારાજા જયશિખરી શૈવમાર્ગી હતા. આ વખત આ સદગુણી રાજાને કંઈ સંતાન નહોતું. તેમણે એક વખતે કથામાં પુરાણીના મોઢેથી × લીલ પરણાવ

× છોકરા છોકરીની માફક વાછરડાંને વાછરડી પરણાવવાં. આમ જાનવરને પરણાવવાથી પુન્યથી થાય એવું ભોળાને વહેમી હીંદુઓ માને છે!

વાથી અત્યંત પુન્ય થાય છે. એવું સાંભળ્યું. તેથી રાજા એ વિચાર્યું કે મારે સંતાનમાં પુત્રપુત્રાદિ કાંઈ નથી, માટે લીલ પરણાવીને પુન્ય અને લહાવો લેવો, આવો વીચાર મનમાં ઘોળાવા લાગ્યો. તેથી એક દિવસે પુરાણીને બોલાવી રાજાએ કહ્યું કે, મહારાજ મારે લીલ પરણાવવાની ખુશી છે. માટે તેનું મુહૂર્ત જુઓ. આ સાંભળતાંજ પુરાણી અત્યાનંદ થયા, ને બોલ્યા કે ઓહો!! ગૌબ્રાહ્મણ પ્રતિપાળ મહારાજાધિરાજ આવો શુભ વિચાર આપના પવિત્ર હૃદયમાં આવ્યો, તેથી હવે આપનું થોડી મુદતમાં કંઈ પણ શુભ થવાનું આ માંગલીક ચિન્હ છે, એમાં શક નહીં. એમ કહી મહારાજે તત્ક્ષણ પલોંઠી મારીને માથામાંથી ફટ ટીપણું કાઢી મીન, મકર, કુંભ, એમ બડબડતાં બડબડતાં આંગળીઓના વેઢા ગણવા માંડ્યા પછી થોડી વારે બોલ્યા કે "મહારાજા!! લગ્નનું યોગ્ય મુહૂર્ત વૈસાખ સુદી ૩ ને શનિવારનું આવે છે. ને આખો દિવસ પણ સારો છે" પુરાણીનું આ બોલવું સાંભળીને રાજાજીએ લગ્નની તઈયારી કરવા માંડી ને તે દિવસથીજ પુરાણીને તો ગો

ળના ગણપતિ બેઠા. રાજાજીએ ઘણી ધામધુમથી વાછર ડીનો વરઘોડો વઇશાખ સુદી ૨ શુક્રવારે + પાછલા પહોરે ફેરવવાનું ઠરાવ્યું. તેથી શેહેરના તમામ લોકો તે વરઘોડામાં જવાને સજ થવા લાગ્યા, ને રાજાના મોટા મોટા કામદારો લુગડાંલત્તાં ઘરેણાંગાંઠાં વગેરે સુંદર આભુષણ ધારણ કરી રાજાની દેવડી આગળ ભેગા થવા લાગ્યા. આ દિવસ મહોત્સવનો હોવાથી સઘળે કથા વારતા પણ બંધ હતાં; આવો અનુકુળ પડતો વખત સાધી રૂપચંદશાની પુત્રી ભાગીરથીએ એની માને કહ્યું કે "માતુશ્રી મારે વરઘોડો જોવો છે. અને અહીં તો તે જોવાય તેમ નથી. માટે મારી પ્રીય સખી પ્રવીણ ગૌરી પાસે જવાની મને રજા આપો, તો હું તેની બારી નીચે થઇ જતો વરઘોડો જોઇ શકું. વળી એને ઘેર સઘળી સખીઓ ભેગી થવાની છે. એવી ચીઠી પ્રવીણ ગૌરીની આજે મને મળી છે" આ ઉપરથી તેને રાજી ખુશીથી રજા આપી. તેથી ભાગીરથી સઘ

---

+ આ સમયે હાલના જેવાં ઘડીયાળ નહોતાં તેથી પોહોર ને ઘડીપર સુમાર રાખતા.

ણાં વસ્ત્રાલંકાર પેહેરી સીધરામમાં બેશી એક દાશી સા
થે લઇ પ્રવીણ ગોરીને ઘેર જવા નીકળી માર્ગમાં જા
નાવિજયનો અપાશરો આવ્યો. ત્યાં આગળ પેલો સીધ
રામ ઉભો રાખ્યો, ને પોતાની દાશી કેહેવા લાગી કે
"તારા જેવી હલકી જાતની દાશી હશે તેના ભોગ છે.
તું જાણે છે કે, આજે મારી સઘળી સખીઓ ભેગી થ
વાની છે. ત્યાં તું આવાં ખરાબ કપડાં પેહેરીને આવે
છે, તે મારી મશ્કરી કરાવાને માટે!! ધિક્કાર છે. જાત
વિના ભાત નજ પડે" પછી પેલી દાશી હાથ જોડીને
બોલી કે, "બાઇસાહેબ મારો અપરાધ ક્ષમા કરો મા
રી પાસેનાં સઘળાં સારાં કપડાં થઇ રહ્યાં છે," પછી ભા
ગીરથીએ પોતાની પાસેથી રૂપિઆ વીસ આપી કહ્યું
કે, તું આ રૂપિઆ લઇ ચોટેથી તારી ખુશીમાં આવે
તેવાં સારાં કપડાં લઇ પેહેરીને આવ. હજી વરઘોડો
ચડવાને વાર છે, હું તારા આવતા સુધી આ અપાશ
રામાં મહારાજ પાસે કથા સાંભળું છું, સારૂં થયું કે
ગને પાદ આવ્યું, નહીં તો આપણી મશકરી થાત. એ
મ કહી સીધ[illegible] પતે તથા દાસી બંને

ઉતર્યો ને દારી ખુશી થતી ચઉટા તરફ ચાલવા લા
ગી. પછી તેને બોલાવીને કહ્યું કે લે આ ચાર રૂપિઆ
લેઈજા તેનાં અનાસ, લીલીદ્રાક્ષ તથા સુતરફેણી વગેરે
લેતી આવજે. કારણ કે આજે મહારાજની પોથી આ
ગળ પ્રસાદી મુકવી પડશે; એમ કહી એ તે મહારાજ પા
સે અતી ઉત્સાહથી જવા લાગી. આ વખતે તેના મન
માં મનોવિકાર ઉપસી આવ્યા હતા, અને હર્ષાનંદથી
તેની છાતી થડક થડક થતી હતી- ઉનાળાના સખત તાપ
ને લીધે તેના લેલાટ પર પસીનાનાં હાર બંધ બેતરંગ
નાં ટીપાં બંધાયાં હતાં, તે સાચાં મોતીની માફક ચળ
કાટ મારી તેજસ્વી લેલાટના તેજમાં અત્યંત વધારો ક
રતાં હતા તેમજ આંખ ઉપરની ભમર બે ગમ ધનુષ્ય
ની કમાનની માફક વળેલી, તે જાણે આંખના પલકારા
વડે પ્રેમી પુરૂષને કામબાણ મારતી હોયની!! તેમ દિ
સતું હતું. તે જુવાન બાળાએ એક સુસોભિત ગુલાબી
રંગની કસકસાટ ચોળી પેહેરી હતી, અને તેની ઉપર
સોનેરી રંગના ભરત ભરેલ ફુલો હતા. તેથી તેના હૃદ
યપર કનક કળસ ગોઠવ્યા હોય તેમ દીસતું હતું. તેમ

એક પાનાં તપાશી જતા હતા. પાછળ બારીએ કાનો પવન ન લાગે માટે વીરણના વાળાની ટટ્ટી બાંધેલી હતી. આ ઉષ્ણકાળના વખતમાં ખરા તાપની વખતે એમ એકાએક આ સુંદર સ્ત્રીને આવતી જોઈને જ્ઞાનવિજય તો ચમકી ઉઠ્યા. ને પથારીમાં બેઠા થઈ બોલ્યા કે, કેમ? ભગીત બાગીરથી આવીને પગે લાગી ને પોતાના રૂમાલમાંથી ફુલનો હાર કાઢી જ્ઞાનવિજયને પહેરાવ્યો. ને પાથી પર એક મોહોર મુકી બોલી કે, મહારાજ! હું ઘણા દિવસથી મનમાં ઇચ્છતી હતી, માટે આજે યોગ મળવાથી આવી છું.

જ્ઞાન—યોગ કેવો? તે તું મનમાં શું ઇચ્છતી હતી, આજે તો કથા બંધ છે.

ભાગી—હું કથા સાંભળવા આવી નથી, પણ આપની સેવા કરવા આવી છું (એમ કહીને ઝટ તે પથારીમાં આવીને બેઠી ને જ્ઞાનવિજયના પગ પોતાના ખોળામાં લઈ ચાંપવા લાગી,)

જ્ઞાન—(પગ પાછા ખેંચી લઈને) અરે બેન અત્યારે તમારે મારી પાસે એકલાં આવવાનું કારણ ન

થા, મારે તમારી પાસે શેવા કરાવવી નથી, મા
રે આબરૂભેર અહીંથી સિધ્ધો રસ્તો પકડો-તમા
રા પીતાજી જાણશે તો મારૂં ને તમારૂં માર્યું સમાપ્ત
સમજવું.

ભાગી—અત્યારે કોઇ નથી મારા પીતાજી તો રાજાજી
ને ત્યાં વરઘોડો છે, તેની ધામ ધુમમાં છે માટે
નચિંત રહી આ અમુલ્ય વખતનો ઉપયોગ કરી
એક બીજાને શાન્તિ આપીએ. મેં મારી દાસીને મે
વા મીઠાઇ લેવા મોકલી છે, તે ખાઇ પીને આપ
ણું મન રંજીત કરીએ.

જ્ઞાન—(આટલું સાંભળતાજ જ્ઞાની ગોરજી અતિ ક્રોધા
યમાન થઇ બોલ્યા કે) અરે? દુષ્ટા! તું દ્રષ્ટનો દૂ
રા દૂર રાખ; તું એક ખરાબ વૃતિવાળી પાપીણી
શી મારા સરખા પવિત્ર પુરૂષને ખરાબીને ખાડે
ઉતારવા આવી છે, કાં??

ભાગી— **વસન્તિલકા છંદ.**

(હું) વેશે વિચીત્ર નવ જોબન વાળી નારી;
આવી અહીં હું રતિરંગ, ઇચ્છાજ ધારી;

પૂર્ણ કરોજ મન તણી, ઇચ્છા મારી,
રાખે સદા સફળ, વૃત્તિ થશે તમારી. ૧

જાન.—

નારી અરે સુણ તું, સાવધ ચિત્ત રાખી,
માગી લઉં અવર વેણજ આજ પાખી;
ભાવે કરી રટણ રોજ, પ્રભુનુંજ કા'વે,
તો તો નકી આ અવનિમાં, અવતાર ના'વે. ૧

ભાગી—

પ્રીતે કરી કરગરી કહું હુંજ નારી,
નક્કી ગણો પ્રિતમ આજથી હું તમારી;
માટે કહું હું કરજોડીને લાલ પ્યારા;
મારા ગણી પ્રીતમ થો ખરી સુખકારા. ૧

## માલીની.

જાન—

અરર મુરખ પાપી લાજરે! લાજ! લાજ!!
ભગિનિ ભગિનિ માહારી કહું છું હું આજ;
સુણિ વચન તહારાં, છાતી મારી છળે છે,
અરરર મુખમાંથી શું હજી નીકળે છે;

પરનર સહુ નારી જાર જે જ રમે છે,
સકળ ધરમ કહે છે નર્કમાં તે પડે છે;
ઠગ તુજ બગ જેવી, વૃતિ મેં આજ જાણી;
દૂર ખશ તું દુષ્ટા જાણુતો હું જ શાણી;
મુરખા! વદ વિચારી લેશ જો લાજ ધારી,
સકળ મનુષ માંહી વાત કાઢીશ તારી;
અરર નિપુણ બુદ્ધી કાં ભમી આજ તારી,
નિરલજ થઇ ઘેલી લાજ લે છે તું મારી;
વિષય વિષ દિસે છે સર્કરા તુલ્ય જોતાં;
વગિર મુખ ધરે તો છટકો પ્રાણ ખોતાં,

નાગી—

સકળ ધરમ સૌ હું જાણું છું સારી રીતે,
વિજયજી તજિ પાખંડો પધારો જ પ્રીતે;
સકળ ધરમ એ સૌ માનવીએ કરેલા,
અનુભવ વિણ લોકે હેતથી આચરેલા;
જયમ જયમ મુખમાંથી વાણી આવી ઉચારો,
ત્યમ ત્યમ દુખ દેછે કામ અંગાર કારો;
નથી તજી શકતી હું આપ પ્રીતી અત્યારે,

નથી કંઇ દુનિયાં કે બાપની બીક મારે;
નજર કરી કરી જોતાં નહીં ક્યાંઇ વાસો;
વિજયજી ઝટ ઊઠો ના પડો આડપાસો;
નથી તમ તણી! હાની આજ એમાં થવાની,
પણ મુજ મનની છે શાન્તિ તો જામવાની;
ફકત હઠ નકામી ભૂલથી તો કરોછો,
નકિ કહું નવ જાણું શીદ મને ડરોછો;
મુજ સમી સુભ વાણી ના મળેરે મળેરે,
જયમ મૃગ[1] મળતું છે ઢુંઢતાં કો પળેરે.

દોહરો.

જ્ઞાની—

કહું હું દુખ્રા કેટલું, તું છું વિધવા જાત;
માટે વિધવાના કહું, ધર્મ વિશેષ વિખ્યાત.

ભાગી—

શું કરવા છે માહરે, વિધવા કેરા ધર્મ;
યુવાન વય પ્રભુની નડે, નડે દેશીનાં કર્મ.
માટે નિરબળ નાર હું, કહુંછું મૂકી લાજ;

---

૧ કસ્તુરી મૃગ.

સો રૂપૈઆ રોકડા, આપું છું હું આજ.

જ્ઞાન—

મેં કહ્યું મુજને ઘણું, માને નહીં તું વાત,
જો ઊઠી નહીં જાય તો, મારીશ તુજને લાત.
પકડાવી પોલીસથી, માંડીશ મોટો કેશ,
તો તેથી તારી નકી, લાજ નહીં રે' લેશ;

ભાગી—

અલ્યા ઊંધા ગોરજી, મૂરખના સરદાર,
નિશ્ચે તું મન જાણજે, કહાવું પરની બાર;
મેં મન નિશ્ચય જાણીયું પુંજીતન નહીં પાસ,
માલ વગરનો નિરખ્યો, શાની રાખું આશ:
આદિથી તે અંત તક, શિષ્યે સુણી વાત,
પછી મન સાથે બોલવા, લાગ્યો તે સાક્ષાત.

લંપટવિજય. (મનમાં) કટાવ,

લાયકાયદે, સુંદર કામા, વળી તે રામા, ભોળી ભામા, બોલે કેવું, ક્યાંથી એવું, અમૃત જેવું, ઝીલી લેવું, તે સુજ્ઞાને, બહુ ગુજ્ઞાને, સુરખ જેવા, પઇસા લેવા, વળી તે કેવા, હું નવ મુકું, કદી ન ચુકું, વળી આ નારી, કેવી

સારી, દીસે ભારી, રમવા જારી, આવી પ્યારી, કાઢી મારી, ખોટુ કરીયું, અમૃત ઢળીયું, દુઃખજ મળીયું, આવે મારી, મુજને ધારી, જાણું હું પ્યારી, જહને વારી, એ નારીને, એ જારીને, હું રોઆવું, નાખી જાવું, મન ભીંજાવું, એમ કહીને, જોવા માટે, જાળી વાટે, ઉભો થઈને, હિંમ્મત સાહીને, જોવા લાગ્યો, તેવો તેને, તે રયામાએ, તે કામાએ, દ્રષ્ટે દીઠો, લંપટહાસે, મોટી આસે, સાન કરીને, બેસી જહને, માન વિજયથી, બોલા લાગ્યો રખેને દેખે, મારે મેખે, મને ન લેખે, કાઢી મુકે, કદી ન ચુકે, એમ ધારીને મન મારીને, તે હારીને, બેઠો પોતે, સાન થકી તે, માન પકી તે, પેલી રયાગામા, કામીરામા, ઉઠી ચાલી, રહી ન લાલી, હીંડી ખાલી, પછી ગોરજી, કમાડ તેનાં બંધ કરીને, ખુશી થઈને, તજી બીતીને, પોતે સુતા, પછી તે રામા, આંટો ફરીને, ધીર ધરીને, મોહોટ લઈને, દાસીને કે, જો હું આવું, ઉભી રહેજે, એમ કહીને, લંપટ પાસે, ચંપટ થાવા, આશ કરીને ચાલી પોતે, લંપટ તો તે, દેખી એને, ઇચ્છ તો જેને, માનજ તેને, આપી પોતે મુખથી બોલ્યો.

સાર્દુલવિક્રડીત.

ઓહો!! ભાગિરથી અહીં ચરણ તો,
પ્રીતોથી આપે કર્યાં;
પ્યારી પ્રેમ થકી નકી સકળ તેં,
તો દુઃખ મારાં હર્યાં.
બેસો પ્રીત કરી અહીં સરસ આ,
સુંદીર જગ્યા માહીં;
આપણ પ્રેમથી રંગ ખેલિ રમનો,
લ્હાવો લહશું અહીં.
(વળી પોતે વિદ્વત્તાનું ડોળ દેખાડવાને બોલ્યો કે)

# શ્લોક.

प्रिया दर्शन मेवास्तु किमन्यैर्दर्शनांतरे,
सरागेणापिचित्तेनप्राप्य ने यत्र निर्वृति.

ભાગી—પ્યારા અલબેલા? મને આપની આગીર્વાણ બા
    ષામાં સમજ ન પડી.
લંપટ—અર્થ-મારે તો (હમેશાં તારા જેવી) પ્યારી સ્ત્રી
    નુંજ દર્શન થજો, તે સિવાયનાં બીજાં દર્શન તેશુ!!

કટાવ.

એમ કરીને, પ્રીત ધરીને, સામાં ફરીને, ખવડાવા ને, એક એકને, લાગ્યાં પોતે, મજેની વાતો, કરવા લાગ્યાં સંકટ ભાગ્યાં, મળીયાં માગ્યાં, મીઠાઇ તાગ્યાં, ત્યારે તેઓ, ભાન ભુલીને, માન મુકીને, સાનચુકીને, હાસ્ય વિનોદો, કરવા લાગ્યાં, બાળા નાની, કાચીવયની, લંપટ મુરખ, બુદ્ધિ પશુની, તથી ત્યાંતો, શબ્દો મોટા, સંભળાવાને, લાગ્યા ત્યારે, જ્ઞાનવિજયે, સુણીયું જ્યારે, વિચાર વાતે, લાગ્યો પોતે, સ્ત્રીની વાણી, પોતે જાણી, ત્યારે તે તો, ઉભો થઇને, ધીમે રહીને, જાળીમાંથી જોવા લાગ્યો. ત્યારે ત્યાંતો, એકએકને, બેઠાં દીઠાં, હાસ્ય વીનોદો, લેહેરો કરતાં, જ્યારે જોયાં, ત્યારે પોતે, જાનિ માટે, જીવને સાટે, ધાર્યું એવું, શિષ્ય ન રાખું, મારૂં તેને, વિદ્યા જેને, આપી મેં તો, તેણે કીધું, કામજ ખોટું, અતીશે મોટું, મારૂં ખોટું, એમ ધારીને, નિસાસો નાંખી, પોતે બેઠા ઉદાશી દીલમાં, ચરરર મનમાં, ખરરર આંસુ, ખરખર પડવા, લાગ્યાં તેને—

ફરિયાદી હું કરૂં તો થાય સજા બહુ તને.

કટાવ.

એવું સુણીને, લંપટ પોતે, ભુંડો પડીઓ, નીચુ
ઘાલીને. ચાલ્યો પોતે, વિચાર કરવા, સ્ત્રીને મળવા, આ
દુઃખ ટાળવા, રસ્તે પડવા, લાગ્યું ગરવા, જોવું અને
પછી તે પોતે, દાસીને ઘેર, ગયો વિચારી, વિનતી મા
રી, કહું છું સારી, તે તું બાઈને, કહે તું બાઈને, કો
ઈ ન જાણે, કોઈક ટાણે, તુજને હું તો, ખાસ કરી
દઈ પઈસા આપી, દુઃખને કાપી, આભાર માની હું
છું જાની, તજવું ગ્લાની, પછી તે દાશી, બાઈને પોતે
ભાગીરથીને, વાત કહી ત્યાં, સુણી વાત જ્યાં, તરતજ
ચાલી, આવી પોતે, દાશીને ઘેર, વળતી બોલી,

ભાગી—અરે ઓ મારા દીલોજાન, પ્યારા આપનો સું
દર ખુસનુમા ચેહેરો ફીકો કેમ પડ્યો છે. ને
અત્રે તાકીદથી મને આપે કેમ બોલાવી છે?

લંપટ—અરે પ્રિયા હું અત્યારે સઘળા હાવભાવના શ
બ્દો ભુલી ગયો છું મારૂં ચિત વ્યગ્ર થઈ ગયું
છે. હાય! હાય!! હું કયાં જઈશ, કયાં રહીશ,

લોકોને શું કહીશ, ને મારી શી દશા થશે.

ભાગી—અરે મારા જીવનહાર, આમ છેકજ હીંમત હા રી જવાનું સબળકારણ શું છે? તે કૃપા કરીને મ ને જલદી જણાવો.

લંપટ—અરે! મને મારા દુષ્ટ ગુરૂએ ખાસડે ખાસડે મારીને કાઢી મુકયો "પાપનો ઘડો ફુટયા વિના તે રેહે"

ભાગી—શું આપણી હકીકત તેણે જાણી?!!

લંપટ—હા. જે જાળીઆંથી મેં તમને ઇસારત કરી હ તી. તેજ જાળીમાંથી તેણે આપણને દીઠાં હતાં.

ભાગી—હેં!! ત્યારે તો આપણા બેઉના ભોગજ માળ્યા. માટે હવે એનો કંઇ પણ ઘાટ ઘડાય તો ઠીક.

લંપટ—જો એમજ થાય તો જાણું તેંજ જીવતો રા ખ્યો, તારો ઉપકાર કદી નહીં ભુલું.

ભાગી—ફીકર નહીં. હું જે પડિકું મગાવું છું; તેમાં ની ચીજ તમારા દુષ્ટ ગુરૂને ખવરાવી શકશો કે નહીં?

લંપટ—અરે ધન્ય છે! મારી મ્રગાનેણી પ્યારી? પ્રીતીતો

આવીજ જોઇએ. તેચીજ હું ખુશીથી ખવરાવીશ.

ભાગી—(દાશી સામું જોઇને) લે આ કુંચી મારી પેટીના ખાનામાં કાગળનું પડીકું છે, તે જલદીથી લઇ આવ

(પછી દાશી પડીકુ લઇ આવીને.)

## દોહરો.

લીધું પડિકું દાશીએ, લીધું લંપટદાસ,
ખોલી કાગળમાં જુએ. વિષ હળાહળ ખાસ. ૧
લાગ જોઇ લંપટ ગયો, ગુરૂ ગયા'તા બાહાર;
જળ પાત્રમાં નાંખીયું, દુષ્ટ ધરી વિચાર. ૨
પાણી પીવાથી થયા, સ્વર્ગવાશી તે ઠાર;
પછી નીરાંતે આવિયા લંપટજી તે વાર. ૩
પોતે ગુરૂગત જોઇને, દેખાવે દિગમુઢ;
અંદર અંતર રાખીયું બહાર દેખાડયું દુઃખ. ૪
મુકી પોક પ્રૌઢી વદે, મને મોકલ્યો ગામ;
હાય! હાય! ગુરૂ કયાં ગયા, રેહેવાશે નહીં આમ!૫
કલ્પાંતો કાટી કરે, સમજાવે સૌ લોક;
ઢોંગી ઢોંગ ઘણા કરે, બંધ કરે નહીં પોક. ૬

લોકે સમજાવી કહ્યું, જ્ઞાનિ થઇ કેમ રોય;
બનવા કાળ બન્યાં કરે, ઇશ્વર ઇચ્છા હોય ૭
માસ બે માસ ગયા પછી, બોલ્યા સર્વે લોક;
કથા ચાલતી હવે કરો, સર્વ તજીને શોક.

---

લંપટવિજયને આ ગુરૂની હરકત દૂર થઇ તેથી અંતઃકરણમાં અત્યાનંદ થયો. પરંતુ લોકોને દેખાડવા માત્ર ઉપરથી શોક રાખતો. તેને પોતાના ગુરૂની ગાદી, માલ મીલકત, તે સરસ્વ મળ્યું. અને વળી આ જ્ઞાનિ ગોરજીના અકાળ મૃત્યુની ગમ કોઇને પડી નહીં તેથી જગ જીત્યા સમજી લંપટવિજયે કથા શરૂ કરી. પ્રથમ તો ઘણા લોકો કથા શ્રવણ કરવા આવતા થયા. પરંતુ તેની કથા કેહેવાની છટા જ્ઞાનવિજયને સો મે હિસ્સે પણ ન હોવાથી દીવસે દીવસે શ્રોતા ઓછા થવા લાગ્યા. આખરે માત્ર પાંચ દસ સ્ત્રીઓજ તેની કથામાં આવતી હતી. પણ જ્યારથી લંપટવિજયે કથા શરૂ કરી હતી ત્યારથી ભાગીરથીનો તો એક પણ દિવસ કથામાં આવ્યા વગર પડયો નહોતો. એ બેઉ પોતાની દુષ્ટવૃત્તિમાં ફતેહમંદ

થયાં હતાં. તેથી તમનો સૂર્ય પુર્ણ ચઢતી કળાએ ખી
લ્યો હતો. તેઓના દુષ્ટકાર્યમાં ભાગીરથીની દાશી હમે
શાં સામેલ રેહેતી હતી. તેઓ ભેગાં થતાં ત્યારે કહેતાં
કે ઓહો! આપણી યુકિત ને આપણાં કામ અવધિ છે.
હજી સુધી શેહેરનું એક પણ માણસ જાણતું નથી. એ
મ અરસપરસ બોલી મનમાં ખુશી થઇ ફુલાતાં હતાં,
પણ શું? ઇશ્વર કાંઇ અન્યાઇ છે! કોઇનાં એવાં દુષ્ટ
કર્મ ઢાંકયાં રહ્યાં છે? ના. હવે એમના પાપનો ઘડો
ભરાયો હતો, આ વખતે ભાગીરથીને રજસ્વળા બેસવા
ની મુદત વીતી ગઇ હતી. તેણે લંપટવિજયને આ હ
કીકત જાહેર કરી. ત્યારે લંપટે કહ્યું કે "તારે હમેશાંની
રીત પ્રમાણે દરેક માસે અળગાં બેસવું, ને રજસ્વળા
આવી હોય, એવાં ચિન્હ બતાવવાં. હું તારી દવા ચો
થો માસ બેઠા પછી કરીશ. ને છેવટ તે દવાથી ગર્ભ
પાત નહીં થાય, તો આપણે જયશિખરીના રાજ બહા
ર પુષ્કળ પઇસા લઇ નાશી જઇશું. મારો જીવ જશે
તો ખુરબાન છે, પરંતુ હે પ્યારી તને કંઇ પણ હરક
ત થવા નહીં દઉં"

એક વખતે ભાગીરથી તથા તેની સખી પ્રવીણ ગૌરી એક સુંદર બગીચામાં આનંદના આવેશમાં ફરતાં હતાં તેઓને લંપટવિજયે દીઠાં; પ્રવીણગૌરીની ખુબ સુરતી ભાગીરથી કરતાં કાંઇ ઉતરે તેમ નહોતી. દુષ્ટ વતિના માણસનું મન કદાપિ સ્થીર રહેતું નથી, તે જ મુજબ તેનું મન પ્રવીણગૌરી તરફ ગયું. ને તેને મેળવવા પક્કો વિચાર કર્યો. પછી બીજે દિવસે તેણે ભાગીરથીને કહ્યું કે કાલે તારી સાથે એ કોણ સ્ત્રી હતી.

ભાગી—એતો મારી પ્રીય સખી કે, જેનો પીતા મુખ્ય પ્રધાન છે. તે હતી.

લંપટ—એ કથા સાંભળવા કેમ નથી આવતી?

ભાગી—મેં તેને એકવાર કથાનું કહ્યું હતું, ત્યારે તેણે કહ્યું કે, "હું સારાં બોધક પુસ્તકો રોજ ઘેર બેઠાં વાંચુ છું. માટે મારે એજ કથા છે" વળી એક દેરામાં પરમેશ્વરનાં દરશન કરવા જવાનું કહ્યું ત્યારે તેણે કહ્યું કે, મારો સ્વામી એજ મારો પરમેશ્વર છે. ને તેમનાં દર્શન રોજ મારે થાય છે. તો બીજા પ્રભુની મારે શી જરૂર છે.

લંપટ—એવો એનો પુરૂષ કેવો પૈસાદાર, રૂપાળો ને વિદ્વાન છે. કે તેની એનાપર આટલી બધી પ્રીતીછે?

ભાગી—એ પુરૂષ પઈસાદાર કે રૂપાળો નથી. એતો એક ગરીબ માબાપનો છોકરો છે. ફકત ઊંચ કુળનો હોવાથી એને પરણાવી છે. વળી એ તમારા જેવો ગોરો કે રૂપાળો પણ નથી. એને પ્રવીણ બારીના બાપે ઘર જમાઈ રાખ્યો છે. ને હજી તો એ ભણે છે. પણ એ સદ્‌મતીવાળો બહુ છે. એણેજ એ સ્ત્રીને બોધ આપીને કથાને દેરાં બંધ કરાવ્યાં છે.

લંપટ—એતો સૌ જાણ્યું, પણ કાલે તમે કયાં ગયાં હતાં.

ભાગી—અમે દેરાસરમાં દરશન કરી ઘેર આવતાં બાગમાં ગુલાબ ચંબેલી વગેરેનાં ફુલ ચુટતાં હતાં?

લંપટ—તું કેહે છે કે, દરશન કરવા તો જતી નથી?

ભાગી—એમ તો હું અત્યાગ્રહ કરૂં તો દરશન કરવા એ આવે, ને બહાર ફરવા એ આવે છે.

લંપટ—તારા અત્યાગ્રહથી આવે તો ખરી કે?

ભાગી—હા ઘણું કરીને તો આવેજ.

લંપટ--ત્યારે કાલે સાંજ પડયા પછી મારી પાસે એને ગમે તેમ સમજાવીને જરૂર લાવજે.

ભાગી—એ બનવું કઠીણ છે (વાઘની બોડમાં હાથ ઘાલવા જેવું છે. મને પણ વળગી રહી છે, તે ગુણ જાણ્યા નથી ત્યાં સુધી, જાણે તો સામુ જુએ એવી નથી. માટે મારૂ માનો તો એ વાત જવા દો. થોડાસો મીઠા-તમે સમજુ છો માટે એ હઠ જવા દો ને સુખમાં રહો.

## દોહરો.

કામી ક્રોધીને લોભી એ, અંધજ આડો અંક;
સાન માનને જ્ઞાન સૌ, ખુએ છે નિશંક.

લંપટ—તું સ્ત્રી છે, સ્ત્રી ચરિત્ર સૌ સમજે છે. મારા સુખે તું સુખી છે-તો કહ્યું કર નહિ તો—જાણ કે સુખ પરવાર્યું આવા શબ્દો સાંભળી. ભાગીરથીને ધ્રાશકો પડયો. તે મનમાં વિચારવા લાગી કે, આની સાથે પ્રીતી તોડીશ તો તેનું શું કરીશ. હાય! હાય!! હું જે હાલ સુડી વચ્ચે સોપારીના ઘાટ

માં આવી છું. હવે મારા સુખના દહાડા પરવા
રવાના. કેમ કે ત્રણુ તાપ પુંઠે પડયા છે. તેમાં
થી શી રીતે ઊગરીશ એ સમજાતું નથી-સ્વર્ગ મ્ર
ત્યુપાતાળ ત્રણે સ્થળ મને દુઃખજ દુઃખ દેખા
ય છે. પ્રિતિ પરવારે પણ મરવું-મ્રત્યુ લોકમાં
પણ મરવું-પાતાળ સખીથી પણ મરવું ખેર- જે
થાઓ તે થાઓ પણ હવણાં પ્રીત તો પાળવી.

પછી એક દીવસે પ્રવીણ ઔરી સાંજની વખતે જમી
ને પોતાના પીતાજીએ એક અળગુ શયનગ્રહ આપેલું
હતું, તેમાં નિત્યના નિયમ પ્રમાણે સુવા ગઈ. ભા ભા
ગીરથી તેને જઈને મળીને કહ્યું કે "હજી તો તારા
સ્વામીને આવવાની વાર છે. માટે ચાલો આપણે દરશ
ન કરવા જઈએ. આજે મોટો ઓચ્છવ છે. ને રોશની
પણ સારી થવાની છે.

પ્રવીણ—ના બેન મારાથી નહીં અવાય, કારણુ કે રાત
પડવા આવી છે. ને તારા બનેવી શાળામાંથી હ
વણે આવશે,

ભાગી—અરે હવણે આવતાં રહીશું. (હાથ ખેંચીને(

ચાલ મારા સમ અબ ઘડી આવ્યાં જાણજે.

પ્રવીણ—અરે તું નકામી તાણ કરે છે. બેની તું જ કરી છે. પણ ચાલ ઝટ આવતાં રહીશું. એમ કરીને બેઉ દરશન કરવા ચાલ્યાં. ને દરશન કરીને આવતાં ભાગીરથી બોલી કે, "બેન જો પેલા લંપટ વિજયના અપાશરા તરફ કાન દઇ સાંભળ કેવી રાગણીઓ થાય છે." ત્યાં આજે મહાવિર વિજયજી કે જેઓની ઉમર ૨૦૦ વર્ષ ઉપરાંત થવા આવી છે તે પધાર્યા છે-તેમના આગળ પ્રભુ સ્તવનનાં ગીત કોઇ હુંશિયાર માણસ ગાય છે. માટે ચાલો તેમનાં દરશન કરતાં જઇએ.

પ્રવીણ—ના સખો? જો આ વરસાદ અંધાર્યો છે. ને અંધારૂ બહુ થઇ ગયું છે, માટે ઝટ ઘર ભણી ચાલો. પણ ભાગીરથીની હઠ આગળ પ્રવિણગૌરીનું કાંઇ ચાલ્યું નહીં. ને આગ્રહ કરી ખેંચી ગઇ તેઓ ઉતાવળે ચાલી અપાશરામાં ગયાં. કે આગળથી કરી રાખેલા સંકેત પ્રમાણે ભાગીરથીની દુષ્ટ દાશીએ અપાશરાનાં દ્વાર બંધ કરી પ્રવીણગૌરીના

પતિ પાસે જઇને કહ્યું કે, પ્રવીણગૌરીનું શરીર આજે બગડયું છે. માટે આજે અહીં નહીં આવી શકે, એવું તેની માએ કહેવડાવ્યું છે.

હવે પેલી જેવી અપાશરામાં ગઇ કે, દૈવયોગે અનગળ વરસાદ પડયો. પછી ભોળી પ્રવીણગૌરી બોલી કે, પ્રીય સખી! એ મહા પુરૂષ કયાં છે? બહાર વરસાદ પડતો હોય એવું લાગે છે ખરૂં?

ભાગી—(મનમાં ખુશી થતી) હા બેન એમ જણાય છે. મહા પુરૂષ તો પાછલા ભાગમાં હશે. પણ હું આ તારા માફામાં બેશીશું તો આપણાં સઘળાં વસ્ત્ર પલળશે. માટે મારે ત્યાંથી સીધરામ મંગાવું ખરૂં વારૂ? તમે અહીં ઊભાં રહો, હું દાશીને કહી આવું કે તે સિધરામ લઇને તુરત આવે. એમ કહી બાહાર આવી દાશીને કહે કે, આપણું ધાર્યું પેશ ઉતરયું છે. પણ પેલા માફાવાળાને કહે કે, તે જાયને મારી માતુશ્રીને કહેતા જાય કે ભાગીરથીતો આજે પ્રવીણગૌરીને ઘેર સુઇ રેહેશે. અને અમે બીજો સીધરામ મંગાવ્યો છે મા

ટે તારી જરૂર નથી.

એમ કહી ભાગીરથી પ્રવીણગૌરી પાસે ગઇ. ને માફાવાળાને વિદાય કર્યો. પછી પ્રવીણગૌરી કહે કે ચાલો એકવાર મહા પુરૂષને જોઇ આવીએ. ને પછી બહાર જઇ સીધરામની રાહ જોઇએ. પછી ભાગીરથી પ્રવીણગૌરીને લંપટવિજયના ઓરડામાં લઇ ગઇ. તો ત્યાં લંપટવિજય સુતો સુતો પ્રવીણ ગૌરીને મેળવવાનો વિચાર કરતો હતો. તે પેલી સ્ત્રીઓને એકાએક આવતી જોઇને સોળ કળાએ ખીલ્યો. ને બોલ્યો કે આવો! આવો! ભલે પધારયાં!! બેસો.

પ્રવીણ—અમારે બેસવાની જરૂર નથી. પરંતુ મહાવિર વિજયજી ક્યાં છે?

લંપટ—મહાવીર વળી કોણ? જેમાં ગણો તેમાં હું જછું.

પ્રવીણ—(ભાગીરથી સામું જોઇને) કેમ બેન આ શું કહે છે!!

ભાગી—એ તો ગયા હશે!

પ્રવીણ—તો ચાલો ત્યારે, આપણને નકામો આંટો પ

ડયો.

ભાગી—કંઇ નકામો નથી. હજી સીધરામ આવ્યો નહીં હોય. માટે અહીંજ બે ઘડી બેશીએ.

પ્રવીણ—અહીં બેસવાની જરૂર નથી, ચાલો બહાર. જો ને! તારા બનેવી મારી વાટ જોઇને બેઠા હશે.

ભાગી—અરે જરા બેશ તો ખરી. તેં તો ફકત એમનુંજ મોં જોએલું છે, તેથી તને બીજાની ગમજ નથી. "કુવાનો દેડકો કુવામાંજ પૃથ્વી માની મગન રેહે" પણ એને બીજી કંઇ ખબર છે, કે બહાર કેવું છે!!

પ્રવીણ—અરે બેન તું ઘેલી થઇ જણાય છે, મારે બીજા કેવા છે, તે જોવાની શી જરૂર છે?

ભાગી—વાહ હું ઘેલી કે તું! ઇશ્વરે આપણને જોવા આંખો આપી છે. ને વિચાર શકિત વિચાર કરવા આપી છે, માટે દરેક બાબત વિચાર કરવો ને જે ખુશીમાં આવે, ત પસંદ કરવું.

પ્રવીણ—આજે તારી બુદ્ધિ શુન્ય થઇ જણાય છે. દરેક વસ્તુનો સારો ઉપયોગ કરવો જોઇએ. શાસ્ત્રસિધાન્ત શા છે? પણ અરે! અત્યારે એ સઘળું કે

હેવાની વખત નથી, બેન? રાત બહુ ગઇ છે. માટે ચાલો બહાર.

ભાગી—સીધરામ તો આવવા દે, પછી જઇશું. વર ભેગાં થવાની શી હોંશ છે ને? બીજીઆને તો વર જ નહીં હોય! તારેજ વરની નવાઇ છે!!

પ્રવીણ—અરે!! શું બોલે છે, આ ગોરજી બેઠાં છે ને!

ભાગી—ખરી વાત કેહેતાં એમની કંઇ હરકત નથી.

પ્રવીણ—જે સીધરામ નહીં આવ્યો હોય, તો ચાલતાં જઇશું. બસ. ચાલો. એમ કહી ચાલવા માંડયું. તથી ભાગીરથી પણ ઉઠી. ને આગળ જુએ છે તો, કમાડ બંધ દીઠાં. તે ઊઘાડતાં ઉઘડયાં નહીં. તથી પ્રવીણગોરીને પેટમાં ફાળ પડી, તોપણ ધીરજ રાખી ભાગીરથીને કહ્યું કે, તારી દાશી કયાં ગઇ, તેને બોલાવી આ કમાડ ઉઘડાવ. આ કોણે વાસ્યાં?

ભાગી—કોણ જાણે બેન! એમ કહી દાશીને બે ચાર હાંક મારી પણ કોણ બોલે!

પ્રવીણ—અરે બેન આપણાપર કાંઇ કાવતરૂં થયું હો

ય એમ જણાય છે, નહીં તો આ કમાડ બંધ કોણ કરે?

ભાગી—અહીં તે આપણાપર કાવતર કોણ કરે? ચાલો પાછાં ગોરજી પાસે, તમને કહીને ઉઘડાવીએ, એમ કહી પાછાં ગોરજી પાસે ગયાં.

પ્રવીણ—મહારાજ! આ અપાશરાનાં દ્વાર કોઈ બેવકુફ માણસે બંધ કર્યાં છે, તે ઉઘડાવવા કૃપા કરો તો બહુ સારૂં.

લંપટ—બે ઘડી બેસો તો ખરાં ઉઘડાવું છું.

પ્રવીણ—આપ જાણો છો કે, રાત પડી ગઈ છે, તેથી અમ અબળા જાતથી એક ક્ષણ પણ અહીં ટકી શકાય નહિં.

લંપટ—કેમ અહીં કોઈ તમને લુટી લે માટે?

પ્રવીણ—ના પર પુરૂષ જ્યાં હોય, ત્યાં અન્ય સ્ત્રીથી કેમ રેહેવાય?

લંપટ—હા, ઊભાં તો ન રેહેવાય પણ ... ... વગેરે.

પ્રવીણ—ચૂપ રહો, ધર્માચાર્યજી! બોલશો માં. હવે ફકત મેહેરબાની કરી કમાડ ઉઘડાવો.

તે દિવસે જયશિખરી પોતાના નિયમ પ્રમાણે રા
ત્રે અંધાર પીછોડો ઓઢી નગર ચરચા જોવા
નીકળ્યા હતા તેમણે અપાશરામાંથી અંધારી રાતરે
આબળાના શબ્દ સાંભળ્યાં તેથી ત્યાં ગયા, ને એક
ખુણામાં લપાઇને સઘળું સાંભળવા મંડયા.

લંપટ—(હસ્તે મોઢે) ભાગીરથી તું કમાડ ઉઘાડ. ને તા
રી બેનપણીને ઉઘાડતાં શીખવ!

પ્રવીણ—હેં ભાગીરથી, તે કમાડ ઉઘાડવામાં કંઇ યુક્તિ
છે? ને તને ઉઘાડતાં આવેછે છે, તો ચાલ. જો
ને આ જાળીમાંથી વીજળીના ચમકારા દેખાયછે.
હવે વરસાદ બંધ પડયો છે, માટે ચાલો.

ભાગી—હા. ઉઘાડવામાં કંઇ યુક્તિ હશે. ને વિજળીના
ચકારા પણ બહુ થાય છે.

લંપટ—અરે પ્રવીણગૌરી હું તો મશ્કરી કરૂં છું. આ
જ તો તમે મેમાન કેહેવાઓ, ને આટલી રાત્રે ત
ઘેર જવાય! રસોઇ તઇયાર છે. તે તમે જમો ને
પછી આપણે બાજી રમીએ.

આથી પ્રવીણગૌરીને મોહોટો વેહેમ પડયો. ને થ

રથરાટ છુટયો. તેણે ઓશીઆળે ચેહેરે ભાગીરથી સા મું જોયું. પછી ભાગીરથી બોલી કે હશે, એમાં શું છે, આજ અહીંજ ગમ્મત કરીએ, તારા વરને કહેજે કે મને સુખ નહોતું" ને તારાં માબાપ તો તને પુછશેજ નહીં,

પ્રવીણ—અરે દુષ્ટ તું શું બોલી!

લંપટ—ઉભો થઇ પ્રવીણગૌરીનું કાંડુ ઝાલી બોલ્યો કે, અરે પ્રીયા! આજની ગમ્મત તો જો.

પ્રવીણ—અરે પાપી ગોરજી તું મારા હાથને કેમ અડ કયો, અને પ્રીયા કોને કહે છે, પ્રીયા તારી મા!! ખબરદાર કુદ્રષ્ટી કરી તો! [ભાગીરથી સામું જોઇને) અરે દુષ્ટ ભાગીરથી તું વિધવા છતાં આ કુચ્છંદમાં પડવા ઇચ્છા ધરાવે છે? ધિક્કારછે! તને!

લંપટ—અરે એક ઈંદ્રીયજ્ઞાની તને લેહેરની શી ગમ પડે, તારી સખી સઘળુ જાણે છે. માટે તેને પુછી જો, પછી બોલ. કેમ ભાગીરથી તું બોલતી નથી.

ભાગી—બેન પ્રવીણગૌરી તું નકામી જક કરે છે. આ ગોરજી મંત્ર જંત્રવાળા છે. ને આગળ ઉપર આ

પણને ઘણા ખપ લાગે તેવા છે. માટે તું સમજે
તો સારૂ.

પ્રવીણ—અરરર દુષ્ટ પાપણી! તું આટલા માટેજ મુજ
ભોળી અબળાને આ ખરાબીને ખાડે ઉતારવા
લાવી છે કાં? યાદ રાખ! હું તારીને આ ગોરજી
બેઉની વલે કાલે કરાવીશ.

લંપટ—અરે ભોળી ભામા દુનિઆંની ખરી ખુબીના
રંગ રાગ સમજવામાંજ સુખ રહ્યું છે. તે સમજ.

પ્રવીણ—અરે! ધર્મગુરૂજી જ્યારે તમે પોતેજ આવાં દુ
કર્મ કરો છો, ને બીજાને તેવા ખાડામાં નાંખવા
પ્રયત્ન કરો છો, ત્યારે હવે દુનિયાનો છેડો આ
વી રહ્યો. તમારૂ હવે ખેદાન મેદાન થવા બેઠું.
તમારો ધર્મ હવે કોઈ નહિ પાળે, ને સર્વ કોઈ
તમને ધિક્કારશે! માટે જરા વિચાર કરી આ દુ
નિયાં કે પેલી દુનિયાનો ભય રાખી તમારી મનો
વૃત્તિ ઝટ ફેરવી મને જવા દો. નહીં તો પરી
ણામ સારૂ નહિ આવે. હું તમારી દીકરી કેહેવાઉં.

લંપટ—દીકરી કોણ ને બાપ કોણ? હોય તેની મા બે

ન સારૂ શેહેર ઠીક છે-ભલામાં ભલી પૃથ્વી છે કે ચાલવા દે છે-વસ્ત્રમાં સૌ નગ્નછે.-તેમ અંતર ખ હાર સૌ જગતમાં કેમ ચાલે છે. તે તું એક મા ગિ શું સમજે. હવે તારૂ ડાહાપણ મુકે છે કે નહિ!

પ્રવીણ—અરે ઓ પ્રભુ! આશું!! મને હવે મરણ આ પ! હે ધરતી માતા જો હું સતી હોઉં તો મારી આબરૂ રાખવાની ખાતર તારા પેટમાં સમાવી દે. અરે ઓ મારા પ્યારા સ્વામીનાથ! આપ મા રી રાહ જોઈ બેઠા હશો-પણ હું શું કરૂં, આ દુષ્ટ પાપીણી જેને અત્યાર સુધી મેં ભોળા સ્વભા વની મુર્ખીએ પ્રાણથી પ્યારી સખી માની, તેણે પેટમાં પેશીને પાળી મારી,!! અરે કુવામાં ઉતારી વ્રત વાઢયો!! અરે વિશ્વાસઘાત કરયો!! અરે કપટ જાળમાં ફસાવી! હે કુટીણી તને ધિક્કાર છે! ધિ ક્કાર છે!! ધિક્કાર છે!!!

ભાગી—બેન તું આટલું બધું કલ્પાંત શા માટે કરે છે. અસલ કૃષ્ણે ગોપીઓ સાથે કેવો વિહાર કરયો હતો? જો તેમાં પાપ હોય તો એટલી બધી ગોપી

ઓ ક્રમ સાથે વિચાર કરેજ નહિ.

પ્રવીણ—(ક્રોધે ભરાઇને) અરે તુચ્છ પાપીણી તું કંઇ પણ બોલ નહી. ને હવેથી બેન, સખી, પ્યારી, એવા શબ્દો મારા પ્રત્યે બોલીશ નહિ. હું તારૂં મોઉ મેં કદી જોવાની નથી.

લંપટ—આ કંઇ ખોટું કામ નથી, ફક્ત તને જુદો વેહેમ તારા મુર્ખ પતિએ ભરળ્યો છે.

પ્રવીણ—અરે દુષ્ટ નર્કાધીકારીઓ તમે તદન નાસ્તિકને અનંત પાપી છો, હવે તમે કાંઇ પણ બોલી મારા કાનને અપવિત્ર કરશો નહિ.

લંપટ—અરે પ્રિયા! મારૂ કહ્યુ માન, નહીં તો એમાંથી સાર નહીં નીકળે.

પ્રવીણ—અલ્યા મુરખ હજી તું આવા શબ્દો બોલવાને લાજતો નથી. તો હું મણું આગમીને બેઠી છું. જ્યારથી આ ફાંદામાં ફસાઇ છું, ત્યારથીજ મરી ચુકી છું, ખરૂં જોતાં તમે બેઉ અઘોર પાપી છો ને હું એક સતી સ્ત્રી છું, તો જેમ મહાન કૃપાપાઉ પ્રભુએ સીતાનું સત રાખ્યું. ને દ્રૌપતીને

નવસેં નવાણું ચીર પુર્યાં, તે પ્રભુ શું! મારૂં સ
ત નહીં રાખે? રાખશેજ રાખશે! એમ કહેતા કે
હેતામાં તેનાં રૂવાં ઉભાં થયાં, ને આંખો લાલ
ચૂમ જેવી થઇ ગઇ. તોપણ પેલો લંપટવિજય
ઉઠયો, ને એકદમ તેનું કાંડુ ઝાલી બાલ્યો કે, ડા
હાપણ મુકી દે. તેવુંજ તે સતીએ કાંડુ જોરથી તે
ના હાથમાંથી ખેંચી લીધું, ને એકદમ ઓટો
મારી માંયેથી ઓઢેલું કાઢી નાંખી જોરથી કુદ ખાં
ધી. તેવીજ પેલા ગોરજીએ જોરથી પકડી. પે
લી સતી સ્ત્રીએ નીકળવા ઘણુંએ જોર કરયું.
પણ એ લઠ જેવો ગોરજી કંઇ નાખણો
નહોતો. તે દુષ્ટ ગોરજી બાલ્યો કે, અરે ભાગીરથી
શું જોયા કરે છે. લાવ દોરડું તેને બાંધીએ, એ
સાંભળતાંજ ભાગીરથી દોડતી દોરડુ લેવા તે ઓ
રડામાંથી બહાર નીકળી અપાશરામાં ગઇ. સપડા
એલી સતીએ વિચારયું કે, નક્કી આ બે દુષ્ટો મળી
બાંધીને તેમની દુષ્ટ મુરાદ હાંસલ કરશે. તો
પછી મારે જીભ કરડીને મરવુંજ પડશે, એમ મ

રવાથી તો હું ડરતી નથી. પણ લોકો એમ ધા
રશે કે, આ સ્ત્રીનું મરણ અપાશરામાં તેની દુષ્ટ
ચાલથી થયું હશે. ને મને, મારાં માત પિતાને,
તથા મારા નિર્દોષપતિને ખાંપણ લાગશે. માટે કંઈ
યુકિત કર્યા વીના છુટકો નથી, એમ ધારી
તરત તે હસવા લાગી. ને બોલી કે, "સાબાશ! સા
બાશ!! ગોરજી, હવે હું થઇ ગઇ છે, હવે તમે
મને મુકી દો. સારૂં થયું કે, તમે દોરડું મંગાવ્યું.
મારે ના કેહેવાનું કારણ મારી સખી ભાગોરથી
જ હતી, કારણ કે તેની રૂબરૂ એમ વરતું તો
મને મેણું મારે, તથા મારા પતિને કેહેતો, મા
રી અવદશા થાય. હવે તે બહાર ગઇ છે, તો મ
ને તમારી મરજીને તાબે થવાને હરકત નથી. તે
સાંભળતાંજ પેલો કાંમાંધ ગોરજી ખુશી થયો, ને
તેને છોડી દીધી. તેવીજ તે ગોરજીની એક બા
જુ પર રંગ બેરંગી શીશવની લાકડી પડેલી દીઠી.
તે એકદમ હાથમાં લઇ ગોરજીના માથામાં એવી
તો ઝપાટી કે ગોરજી તમર ખાઇ ગયો. એટલા

માં પેલી સ્ત્રી દોરડું લેઇ દોડતી આવી. જુએછે તો, ધડધડાટ ગોરજીના માથામાંથી લોહી નીકળતું દીઠું. પ્રવીણગોરીના કેશ કમર સુધી છુટા, કેડ બાંધેલી, ને હાથમાં એક લાકડી પકડેલી એવી એક જોગણી મીસાલે જોઇ, તેને જોતાંજ ભયભીત થઇ ભાગીરથી નાઠી. તેવીજ આ શરી સતી બોલી કે અરે હજી તો મારી પ્યારી વેરવણ અણીશુદ્ધ રહી ગઇ. એમ કહી તેની પાછળ દોડી, ને અપાશરામાં પેસતાં પેસતાંમાં તો એક લાકડી ઝપાટી દીધી. ને તેનાં ઝંટીઆં પકડી નીચે નાંખી એ એટલામાં ગોરજીની તમર ઉતરી. ને લોહી સુતાં દોડતો જઇને પ્રવીણગોરીને એક મુક્કી મારીને જેવો પકડવા જાય છે, તેવીજ પ્રવીણગોરીએ એક ધક્કો મારી છેટે ઊભી. ને વળી બીજી લાકડી ગોરજીને એવા જોરથી મારી કે, લાકડીના બે કડકા થયા. ને તેમાંનો એક કડકો જે દુર પડયો હતો. તે લઇને ભાગીરથીએ છુટો પ્રવીણગોરીને મારયો. સમય સુચક પ્રવીણગોરી બાજુપર ખશી જ

વાથી તે કડકો લંપટના કપાળમાં વાગ્યો. આથી આ બહાદુર સ્ત્રીને ઘણો ક્રોધ ચડયો. તેથી ભા ગીરથીને હાથમાં રહેલો લાકડીનો કડકો ફડોફડ વીંઝવા લાગી. તેવોજ પેલો લંપટવિજય પાછળથી એકદમ આવ્યો. ને તુરત મજબુત પકડી લીધી. તેવીજ ભાગીરથી પણ પાછળ ફરીને તેને પકડવા માં મદદ કરી. તોપણ આ શુરી સતીએ છુટવાને અત્યંત ધડપીછાડ કરી ગોરજીનાં પુસ્તક પાનાં વ ગેરે જે જે હાથ આવ્યું, તેના ચીરેચીરા ઉતારી નાંખ્યા. અપાશરાના ઓરડામાં આ માજમ રા તરે ધડપીછાડ, મારા માર, ને ધોંધાટ થઇ ર હયો. પરંતુ આ અપાશરો એકાંત સ્થળે હોવાથી બીજા કોઇને ખબર પડી નહીં -આખરે એકનું ઓસડ બે એ પ્રમાણે થયું. બિચારી પ્રવીણગોરા થાકીને લોથ થઇ ગઇ. ને છેવટે

ઘાંટે બોલી કે, ઓ મારા પ્યારા સ્વામીનાથ! તા રી નિરદોષ પત્ની પ્રાણ તજે છે. હવે મારો કાંઇ ઉપાય નથી. ઓ માહારા પ્રભુ! અત્યારે તું કયાં

નાશી ગયો. આ સતી સ્ત્રીનું સત જાય છે, ને વ્હારે કેમ આવતો નથી?

સંપટ—અરે હઠીલી સ્ત્રી કોઈ તારો બાપે મદદ કરતો નથી. માટે વગર બોલે મારી મરજીને તાબે થા!

પ્રવીણ—ઓ સચરાચર પ્રભુ તારૂં [સર્વજ્ઞપણું ક્યાં ગયું, તેં નરશી મેહેતાને સભા વચ્ચે હાર પેહેરાવ્યો હતો. તો શું! હું પણ તારી ભક્ત નથી? કે મને મદદે નહીં આવ. ઓ મારા આભારી પીતાજી તારી એકની એક પુત્રી આ દુષ્ટોના જુલમથી હવે પ્રાણ તજે છે? ઓ ;આ નગરીના નગરપતિ તું ખરો ન્યાઈ થઈને અત્યારે ભરનીંદ્રામાં કેમ પડયો છું. અરે આવા દુષ્ટ ધર્માચાર્યોને તેં પારખી કાઢી, તારા રાજ્ય બહાર કેમ નહિ કાઢયા. અરે મારા જેવી કેટલીએ અબળાને આવા ફાંદામાં ફસાવી હશે. [ઘણીજ આક્રંદથી મોટે ધાંટે) ઓ જગ નિયંતા!! ધાજોરે! ધાજોરે!! ધાજોરે!!!

આ સઘળુ આદિથી તે અંતલગી જયશિખરી કમાડ

ના ફાટમાંથી એકી નજરે જોઇ રહયો હતો. તેનાથી આ સતીનો કરૂણામય વિલાપ ઝાઝીવાર સંભળાયો ન હીં. ને રૂંવે રૂંવે ક્રોધ પ્રાપ્ત થયો, તેવોજ આ શૂરો રાજા એકદમ જોરભેર કમાડને લાત મારીને બોલ્યો કે, અરે ઓ નિરદોષ પુત્રી! તારી વહારે આવ્યો છું!! આવ્યો છું!! આવ્યો છું!!!

કમાડ નબળાં હોવાથી ભાગી પડયાં. રાજાએ અં દર જતાંજ તરવાર ખેંચી ગોરજીપર ઘા કર્યો, ને ગો રજીનો અરધો હાથ કપાતાં ભાગેલે બારણે થઇ નાશી છુટયો. જયશિખરી પાછળ તો પડયો. પરંતુ રાત અં ધારી, ને અજાણ્યું મકાન તેથી લંપટવિજય હાથ લા ગ્યો નહીં. જો કદાચ પકડાયો હોત તો તેના કડકે કડ કા કરી નાંખત. રાજાએ આસપાસની પોલીસને હાંક મારી કે પોલીસ દોડતી આવી, આવી અંધારી રાતરે ઉઘાડી તરવાર સહિત ક્રોધના આવેશમાં આવેલા રા જાને જોઇને, બધા સિપાઇઓ હબકી ગયા. ને આવ તાંવેંત રાજાને પગે લાગ્યા. પછી રાજાજી બોલ્યા કે, આ અપાશરાવાળો દુષ્ટ લંપટવિજય ગોરજી બારે ગુ

ન્હો કરી, આ તરવારનો એક ઝટકો ખાતાં નાશી છુ ટચો છે. સબબ તે આ અપાશરાના ભેંકંપાણમાંજ કયાંક ભરાઇ ગયો છે. તેને ખોળી કાઢી કાલે બપોરે સભા ભરાય ત્યારે રજુ કરજો. તેમજ (ઇસારત કરીને) આ દુષ્ટાને પણ અત્યારે બંધીખાનાની કોટડીમાં પુરજો.ને તેને પણ તેજ વખતે રજુ કરજયો તે અબળા જાત છે. માટે અત્યારે જવા દઉ છું. નહીં તો આ તરવારને ભોગ થાત! જો તમારાથી તે ગોરજીને નહીં પકડાય તો તમને નોકરીપરથી દુર કરતાં તમારા માટે વિચાર ક રવામાં આવશે. એમ કહી, પ્રવીણગોરીને કહ્યું કે, બેન તું ફીકર રાખીશ નહીં. તું મારા પ્રધાનની પુત્રી તે મારીજ પુત્રી સમાન છું. પ્રવીણગૌરી ડુસકાં ભરી ભરી ને રડવા લાગી. પણ રાજાએ તેને સમજાવીને છાની રાખીને સીધરામ મંગાવી, તેના બાપને ઘેર પોહોચ તી કરી. ને ભાગીરથીને ભુંડા હવાલે પોલીસના સી પાઇઓ તુરંગખાનામાં લઇ ગયા.

પ્રવીણગૌરીનો સીધરામ તેના બાપના ઘર આ ગળ ગયો, ત્યારે સઉ ઘસઘસાટ ઉંઘતાં હતાં. ને પોતા

